॥ ॐ ॥



# શ્રી લીમ્બચ્યાસ્તોત્ર

છપાવી પ્રસિદ્ધ કરનાર.

વાળંદ હિતવર્ધક સભાના સેક્રેટરી.

મણીલાલ હરગોવન.

અમદાવાદ.



અમદાવાદ રીચીરોડની સડક ઉપર શ્રી જૈન વિદ્યા વિજય પ્રેસમાં શા. ચુનીલાલ અમથાશાએ છાપ્યું.

આવૃત્તિ પ્રથમ. પ્રત ૧૦૦૦.

સને ૧૯૧૧. સંવત ૧૯૬૭

કિંમત ફક્ત છ પાઇ.

॥ ૐ ॥

# શ્રી લીમ્બચા સ્તોત્ર.

## સ્તોત્ર ૧ લું.

### રાગ કલ્યાણ.

અહો લીમ્બચા સતી, દીઓ શુભ મતિ,
અચળ ગતિ તાહરી છે, અજબ તુજ કૃતિ. અહો. ૧
અલ્પ બુદ્ધિથી નમન કરૂંછું, ચર્ણ તુજ મંમાય,
મ્હેર કીજે તુજ સેવક ઉપર, ગ્રંથ પૂરણ આ થાય. અહો. ૨
કૃપાવાળી હે માજી મ્હારી, આપતણો વિશ્વાસ,
ભક્તો ભાવે ભજે જે તુજને, પૂરજે મનની આશ. અહો. ૩
મ્હેર કરો મા ભક્તો ઉપર, રાખો સૌને પાસ,
ત્યા રાખજો માજી મ્હારાં, છે સૌ ત્હારા દાસ. અહો. ૪

## સ્તોત્ર ૨ જું.

### લલિત.

અરે હો લિમ્બચા ! ઓથ તાહરી;
અરજી એક માત ! માન્ય માહરી,
સેવક તાહરા રહેજમાં તરે;
શુભ કામ તેહનાં રહેજમાં સરે,

આનન્દ એટલો ઉરમાં ધરૂં;
દર્શન માતનાં દેખતાં ઠરૂં,
પ્રસન્ન થાઓ માત ! પ્રિતતો કરી;
અરજ એટલી મન વિશે ધરી,
કુકર્મ અમતણું મા ! હોય જો કદા,
મસ્તક નામી માફ માગતો સદા;
કઠણ કામ હોય કદાપિ કો સમે,
ત્રિશૂળ લઇ તુરત આવજો ત્હમે;
રક્ષણ રાત દિન દાસનાં કરો,
દેખી દુષ્ટને પછાડ પાધરો;
વિવેક વિનતી કરજોડીને કહું,
બાળક તાહરાંને શરણ લે સહુ.

---

## સ્તોત્ર ૩ જું.

" શું નટવર વસંત "—એ રાગ.

અહો માજી ! મુખેથી ત્હારૂં ગાન કરીએ;
ગાન કરીએ અમે નીત્ય નમીએ અહો. ૧

સાખી.—માતા ! તું અમ બેલડી, કરો અમોને સ્હાય,
બાળ ત્હારાને અહો, જ્યાં ત્યાં તે અથડાય.
ધર્મ ગુમાવી જ્યાં ત્યાં બાવરો બની,
શરણે આવેલાના હાથ ગ્રહીએ. અહો૦ ૨

સાખી—મુગટ શોભે મસ્તકે, ચાંદલો ચળકે કપાળ,
નાકે વાળી તુશી ગળે, પગે ઝાંઝર ઝણકાર;

વિધ વિધ કરીએ સહુ ગાન હે મુજ માડીરે;
રહી દુષ્ટ કર્મોથી અજાણ દેવી દયાળીરે.

સાખી—તાલ મૃદંગને ઘુઘરી, લઇ નાચું તમ પાસ,
મ્હેર કરી સૌ ઉપરે, પૂરો મુજ મનની આશ.
કુદી કુદી મુખે ગાન કરૂંછું,
ચાલો બાઇઓ ! માને દ્વાર જઇએ. અહો. ૭

---

## સ્તોત્ર ૪ થું.

### ત્રોટક.

અહો લીમ્બચા માત ! દયાળુ તમે, કરીએ કરજોડી પ્રણામ અમે;
સ્મરીએ ઉપકારો તુજ તણા, અહો માત ! તમે કરશો કરૂણા. ૧
જન મંગળ કાર્ય સદા સુચવો, કૃતિ રહામું કદાપિ તમે ન જુવો;
વિનતિ વિનતિ કરીએ તમને, કરૂણા કરી સન્મતિ દો અમને. ૨
અહો માત ! રૂડી અભિલાશ પૂરો, પરિતાપ અમારા સર્વ હરો;
અહો માત ! દયામય દ્દષ્ટિ કરો, હ્રદયે મા પ્રેમળ ભકિત ભરો. ૩
મા ! તુજ કરૂણાથી કાર્ય થશે, મા ! તુજ કરૂણાથી કષ્ટ જશે;
ભય દુઃખ વિપત્તિ બધી ટળશે, મા ! પ્રેમ પ્રસાદ સદા મળશે. ૪
વિનતી અહો માત ! ચિત્તે ધરશો, કરૂણાનિધી પૂર્ણ કૃપા કરશો;
ત્રીવિધિ તાપ બધા હરશો, સઘળાં શુભ અર્થ તમે પૂરશો. ૫
ભરતારક કો નથી માત ! વિના, ઉપકાર ઘણા છે આપતણા;
ભય સંકટ સર્વ સદા હરશો, ચિત્ત શાન્તિ કૃપાજળથી કરશો. ૬

શુભ ધ્યાન અમે હ્રદયે ધરીએ, ઉપકાર અપાર સદા સ્મરીએ;
માને ગમતાં કાર્ય અમે કરીએ, ભવસીન્ધુ થકી સ્હેજે તરીએ. ૭

## સ્તોત્ર ૫ મું.

" અરે હું મસ્તાન પ્રેમની "—એ રાગ.

સુણ વિચારી માત ! મને દિલ ધારીરે,
દીલ ધારીરે, સુખકારીરે. સુણ.
લાચાર હું અપાર મને દુઃખ ભારીરે,
બચાવ ભવ તાર મહા ગુણ વાળીરે. સુણ.
સાખી.—પ્રેમ ઘણો છે તાહરો, ભ્રષ્ટ અભ્રષ્ટ કીધ
તેથી તું વિસરી જતાં, નવ દર્શન મા ! દીધ,
આધાર તું સુખકાર મહા તેજકારીરે. સુણ.
સાખી.—બાળક સર્વે તાહરા, બની ગયા બેહાલ,
સુધારવાને તેહને, મન કર તું વિચાર;
વિચાર મ્હારી માત તુંને કરૂં વિનતીરે. સુણ.
સાખી.—બાળક સર્વે તાહરા બની ગયા કંગાલ,
તેનું દુઃખ મનમાં ધરી, ઓ લિમ્બચ માત ! કર વ્હારરે.
વ્હાર કર હું કરગરૂં ઓ માત ! મ્હારીરે. સુણ.

## સ્તોત્ર ૬ ઠું.

ભુજંગી.

અહો લીમ્બચા ! તુંજ દાતા દયાળ, દયાથી કરો રક્ષણો સર્વ કાળ;
વિનંતી તમે સર્વ ચિત્તે વિચારો, કૃપાસિન્ધુ સંતાપ સર્વે નિવારો. ૧

નથી કોઇ બેલી નથી કોઇ ત્રાતા, તમે માત્ર છો સત્ય શાન્તિ પ્રદાતા;
ગ્રહી હાથ માજી કૃપાથી અમારો. કૃપાસિંધુ સંતાપ સર્વે નિવારો. ૨
તમારૂં અમે સત્ય અસ્તિત્વ જાણી, અમે વંદીએ પ્રેમથી જોડી પાણી;
સદા કષ્ટ વેળા સમીપે પધારો, કૃપાસિંધુ સંતાપ સર્વે નિવારો. ૩
અમે ગાઇએ ગાન રૂડું તમારૂં, કરો પાણીગ્રહણુ માજી અમારૂં,
ક્ષમાના ગુણો માત સંપૂર્ણ ધારો, કૃપાસિંધુ સંતાપ સર્વે નિવારો. ૪
તમે નમ્ર સેવા અમારી સ્વીકારો, કદાપિ દયા ભાવને ના વિસારો;
અમારે હૃદયે બન્ધુ પ્રીતિ વધારો, કૃપાસિંધુ સંતાપ સર્વે નિવારો ૫

---

## સ્તોત્ર ૭ મું.

"સુંદીર સામળીઆ નામ જપીશ નીત્ય તારૂં"—એ રાગ.

અહો લીમ્બચ માત ! નામ જપું હું તારૂં,
ભવતારક મા સ્તવન નિત્ય હું ઉચ્ચારૂં. અહો.
માતા હમારી દેવી દયાળી, નમીએ તને હે મંગળકારી,
દૂર કરો સૌ હમ વિકારી, વિનવું તને હે ત્રિશુળધારી,
દયાં હું ટહું દુઃખ મ્હારૂં અહો.
અસત્ક્રીયાથી મનવૃત્તિ વાળો, કૃપા કરીને નિજ દાસ પાળો,
છુ'તાં સરવે બાળ ઉગારો, નમું તને હું સૌ ભય ટાળો,
સ્તવન સુણજો હમ રૂં. અહો.
શુભભિલાસ મુજ મનની પૂરો, કૃપાળી પાપો સમસ્ત હરો,
સર્વે સ્થળે શુભ શાન્તિ કરો, પ્રેમ કુસુમાક્ષત સ્વીકારો;
દૂર કરો સહુ દુઃખ મ્હારૂં. અહો.

---

## સ્તોત્ર ૮ મું.

### શીખરીણી.

અહો માજી ! ત્હારો, અતી પ્રબળ આધાર અમને,
તમ ના વિસારો, ચિત્ત થકી કદી ભક્તજનને;
અહો માતા ! ત્હારા, અનુગ્રહ દયામાં નથી મણા,
ક્ષમા પાપો સૌનાં, કરી મા ! કરો પૂર્ણ કરૂણા. ૧
સકળ કાર્યોમાં તું, પ્રસન્ન થઇ સહાય કરજે;
અહો માજી મ્હારાં, મજરો લઇ દુઃખ હરજે,
નથી રહેવાતુ હાવે, સુણજે પોકાર અમ તણા;
ક્ષમા પાપો સૌનાં, કરી મા કરો પૂર્ણ કરૂણા. ૨
છીએ બાળો સહુ, ગરીબ અને રાંકાં તુજ અમે,
અહો ! માજી કરજે, ગરીબોની રક્ષા જે તુજ ગમે.
બચાવો બાળો સૌ, બચાવ્યા પૂર્વે જેમ અધુના;
ક્ષમા પાપો સૌનાં, કરી મા ! કરો પૂર્ણ કરૂણા. ૩

---

## સ્તોત્ર ૯ મું.

### રાગ બનઝારો.

ઓ શ્રીમ્બચ ભવાની માતા ! મા કરો હવે સુખશાતા,
માજી સેવકનાં દુઃખ કાપો, વળી અવીચળ પદવી આપો,
બધને માપ, ટાળો તન તાપ, થયાં જે પાપ અને બળાપા.
મા કરો. ૧
અમે બાળ છીએ તુજ શરણે, કહીએ નમી તુજ ચરણે,
ઉગારો માત, બન્યાં કમજાત, ગુમાવી જાત, પ્રસન્ન હો માતા !
મા કરો. ૨

મા ! બાળ હમે સહુ ભૂલ્યાં, તેથી દુઃખમાં સઘળા ડૂલ્યાં,
લેવું તુજ નામ, કરી બીજું કામ, બન્યા સૌ આમ હવે સુખ ત્હારા
માતા મા કરો. ૩

મા ! અપરાધ ક્ષમા કરજો, હવે સન્મતિ અમોને દેજો,
જાણી તુજ બાળ, અહો આ વાર, દેવી દયાળ, અહો અમ માતા!
મા કરો. ૪

બાઇઓ ! હવે જાગો સરવ, મૂકીને બીજો ગરવ,
માગે સૌ માફ, જઇને પાસ, થઇને દાસ જેથી પ્રસન્ન થાશે માતા
મા કરો. ૫

---

## સ્તોત્ર ૧૦ મું.

### રાગ—" ધનાશ્રી, "

કૃપા કરોને કૃપાળ શ્રીમ્બચ મૈયા ! કૃપા કરોને કૃપાળ;
ઉગારો સરવે બાળ, ઓ માતા મ્હારી અમોને ત્હારો આધાર,
અમે અજ્ઞાની ઓ માતા મ્હારી, દયા કરોને દયાળ. શ્રીમ્બચ મૈયા.
માતાજી હું તો આશરે ત્હારે, મ્હારે ત્હારો આધાર. શ્રીમ્બચ મૈયા.
માનું મંગળ મુખ જોવાથી, ટળે તનના તાપ. શ્રીમ્બચ મૈયા.
મસ્તકે માને મુગટ શોભે, ચાંદલો ચળકે કૃપાળ. શ્રીમ્બચ મૈયા.
નાકે વાળી દિસે સારી, તેજ તણો અંબાર. શ્રીમ્બચ મૈયા.
માને કાને કુંડળ ઝળકે, શોભાનો નહીં પાર. શ્રીમ્બચ મૈયા.
હાથમાં ત્રિશૂળ શોભે સારૂં, દેખતાં ત્રાસે કાળ. શ્રીમ્બચ મૈયા.
માની પાસે માગું એવું, સુધારો સરવે બાળ શ્રીમ્બચ મૈયા.

---

## સ્તોત્ર ૧૧ મું.

" થયાછોરે પતિ તેજ પ્યારી તનના " — એ રાહ.

સૌ ચા...લો શ્રી માજીનાં દરશન કરવા કાજે,
દરશન કરવા દુઃખ વિસરવા, ધરવા માનું ધ્યાન;
ત્યાં જાશું, સુખી થાશું, ગીત ગાશું. પ્રીતે ન્હાશું.
માજી પાપ માફ સૌ કરજે હમારાં, પ્રેમે લાગું પાય સૌ...ચાલો.
મા! તું મ્હારી મ્હેર કરીને, પૂરજે મનની આશ;
માજી ! મ્હારાં, બાળો પ્યારાં, દિસો ન્યારાં;
હવે ઘણું થયું છે માજી હમારી, સેવકને થા સ્હાય સૌ...ચાલો.

---

## સ્તોત્ર ૧૨ મું.

" વીરા વેશ્યાના યારી—એ રાહ. "

માજી ! વિનતી હમારી, લેજો સ્વીકારી, ઉરમાં ધારી, સેવકને સંભાળ.
નમે નરને નારી, દુઃખ વિસારી, શરણે તમારી, સેવકને સંભાળ.
માજી પોતે પાટણ બીરાજે, સેવકજનને છે દૂર,
પણ ખરા પ્રેમીને દૂર નથી તે, રમી રહ્યાં છે ઉરે;
ગ્રહી હથીઆર ભારી, દુઃખો સંહારી, ભકતો ઉગારી. સેવકને સંભાળ.
આ જુગમાં મા ! આશરો ત્હારો, મ્હેર કરો મંમાય,
સંકટ હરજો સેવક તુજનાં પ્રીતે પૂજે તુજ પાય;
ગંગા જળની ઝારી, હાથમાં ધારી, પૂજા તમારી. સેવકને સંભાળ.

---

## સ્તોત્ર ૧૩ મું.

વસંતતિલકા.

હે શ્રીઅચા તવ મહાતમ અ.ન્પ ભાસે;

બાળો વળ દુઃખી છે તુજ તે પ્રકારે
ચક્ષુ થકી નિરખતાં ભવત્રાસ ભાગે
જપતાં નામ તુજ તણું શુભ કર્મ જાગે;
પીડા ટળે પ્રબળ સુખ સદૈવ દે તું,
રે સત્ય જગતજનની નમું લીમ્બચે હું. ૧ ટેક.
કાશી પ્રયાગ વળી તીર્થ અતિ કહ્યાં છે,
દ્વારામતી હરદ્વાર વિષે રહ્યાં છે;
એ સર્વ તીર્થતણું પૂરણુ પુણ્ય દે તું. રે સત્ય જગ્ત. ૨
તું માત! લીમ્બચતણા ગુણ કેમ ગાઉં,
ધારી વિચારી હૃદયે અતિ શાન્ત થાઉં;
ચાહું સદા શરણુ વાસ વસું પદે હું. રે સત્ય જગ્ત. ૩

---

## સ્તોત્ર ૧૪ મું.

### પંદર તિથિઓ.

માજી! પડવે તે રાખો પ્રીત પોતાનો જાણીરે;
અરજ એથી લીમ્બચ માત! વદુ શુભ વાણીરે,
બીજે બાળક ત્હારાનું દુઃખ સહુ ટાળોરે;
ખૂટતો ઝાલી બાંય ત્હેને મા! ઉગારોરે.
ત્રીજે તે તનના તાપ સરવે સમાવોરે;
સેવકની સાહો બાંય વ્હારે ધાઓ રે.
ચોથે ચીત્તમાં ધર વીનતી મ્હારી રે;
બાળકો સરવ સુધાર દેવી દયાળી રે.
પાંચમના પ્રપંચ મેલું વીસારીરે;

ન જોશો લીમ્બચ માત ! કુડી કરણી મ્હારીરે.
છઠ્ઠે છો બહુ જાણુ ઘટ ઘટ વ્યાપીરે;
ભક્તો ઉપર રાખો મ્હેર ભક્તી આપીરે
સાતમે માઇ સામાં થાવ દુશ્મન દળ હરવારે;
સેવકની વ્હારે ધાવ દુઃખ દૂર કરવારે.
આઠમે મા ! અરજી કહું છું સારીરે;
ભક્તોને બૂડતા જાણી લ્યો મા ! ઉગારીરે.
નોમે નમે સહુ ભાઇ માને હેતેથીરે;
દૂર થશે સહુ દુઃખ માને સુવેથીરે.
દશમે દુઃખી બાળ દિસે બહુ ત્હારારે;
ત્રાસે છે જુલ્મી લોકોથી રડે બીચારારે.
એકાદશીનાં વ્રત તેઓને થાઓરે;
લોકોના કામની આંચ વીના ભાવેરે.
બારશે મા ! બોલ હ્રદયમાં ધરજોરે;
દુઃખી જાણી બાળ વ્હારે ચડજોરે.
તેરશે મા ! તૈયાર થાઓ દુઃખ હરવારે;
વેગે આવો માત ! દુઃખ દૂર કરવારે.
ચૌદશે શ્રીત્ત માત વિનતી ધરજોરે;
મ્હારા મનની આશ પુરણ કરજો;
પૂનમે સરવે ભાઇ પૂજન મંત્ર કરજોરે.
જેથી દુઃખ દૂર થાય અરજ ઉર ધરજોરે.

---

## સ્તોત્ર ૧૫ મું.

**મ્હારા મનમાં તનમાં બર્યાં છે ઠર્યાં છે—એ રાહ.**

મ્હારા મનમાં તનમાં બર્યાંછે ઠર્યાં છે, શોભેછે ગોખમાં કેવાં !

કસની સાડીને, પહેરી છે આડીને કોર તણો ઝગઝગાટ—મ્હારા. ૧

નાકેછે વાળી, તે શોભે છે સારીને, તેજ તણો અંબાર—મ્હારા ૨

ગળામાં દુરી, તે જોઇ થાય ખુશી, લાગે કેવી રઢીયાળી-મ્હારા ૩

હાથે છે કંકણ, પગમાં ઝાંઝર, શોભાનો નહીં પાર—મ્હારા. ૪

હાથમાં ત્રીશુળ મનેછે નૂરને, અરી હણવા તૈયાર—મ્હારા. ૫

---

## સ્તોત્ર ૧૬ મું

**" મન માને નહીં સો ફેરા સમજાવું તોએ શું થાય "**

ધન્ય હીંગળાચ મા ! સત્સંગો કરવાની પ્રેરણા કરજો,
તમે મ્હેર કરી જ્ઞાતિમાં કુસંપ છે તે સૌ ફેડજો;
માનું પાટણ મોટું ધામછે, વળી વસો મધ્યે હામ છે,
અમદાવાદમાં એક નામ છે. ધન્ય. ૧
માનું દહેરૂં ગગનમાં ગાજેછે, માને શિરપર છત્ર બિરાજે છે,
ઘડીઆળો ઘંટ વાગે છે. ધન્ય. ૨
માને શણગાર છે બહુ શોભતા, માને હાથે બાજુબંધ બેરખા,
વેઢ વીંટીયો ને વળી સાંકળા. ધન્ય. ૩
માને ભાલે ટીલડી ચળકે છે, માને નાકે વાળી લળકેછે;
માને પાયે ઝાંઝર ઝમકે છે. ધન્ય. ૪
દીલ ધરજો તમે બહુચર બાળી, તમ સેવા સૌને સુખકારી,
ટળે જન્મ મરણનાં દુઃખ ભારી. ધન્ય. ૫
પાવાગઢમાં તમે મહાકાળી, આરાસુરમાં અંબા માડી;

અમદાવાદમાં ભદ્રકાળી. ધન્ય. ૬
મહેશ્વરી શું કહું ગુણવંતા, સૌ સેવકને કરો સુખસાત;
ઘણો સંપ કરો તમે જગત્રાતા. ધન્ય ૭
અમ અલ્પ બુદ્ધિ તમે ઉર ધરો, જેથી સહજ થાય અમ જન્મારો;
તમો સંપ તણી બહુ મ્હેર કરો. ધ ય. ૮
તગો સદ્‌ગુણ મા સૌને દેજો, કુલક્ષણ સૌનાં દૂર કરજો;
એવી અરજ સેવકની દીલ ધરજો. ધન્ય ૯
-- જ્ઞાતિમાં સંપ નથી સારો, એથી ગુલામગીરીમાં જાય જન્મારો.
બંધ કરો અકેકા ખોટા ધારો. ધન્ય ૧૦
સૌ હળી મળી સંપે ચાલો, જ્ઞાતિ હિત કરવા મત આલો;
હલકાઇ કાઢવાનો રસ્તો ઝાલો. ધન્ય ૧૧
ભુલચુકની માફથી અરજ કરે, દાસ ગરોર માજીને પાય પડે;
અહેખાઇ કુસંપ સૌનાં ટળે. ધન્ય. ૧૨

---

## સ્તોત્ર ૧૭ મું.

### સાખી.

આદીતે લીમ્બચ્યામાત આશરો તારોરે;
મા ભકત જાણીને પાર આજ ઉતારોરે,
મા સામે તે સેવું ચરણ માજી તમારારે;
મા દુઃખ સઘળાં કાપો માજી અમારારે.
મંગળે માજી ધ્યાન તારૂં ધરીએરે,
મા તમ દરશનને કાજ ઝુરી મરીએરે;

મા બુધે તે આપો શુભ શરણે રાખોરે,
મુજ બાળક જાણી આજ દુઃખ સહુ કાપોરે.
મા ગુરૂએ લાગું પાય હે મુજ માડીરે;
મુજ ઝાંઝરનો ઝમકાર કસબી સાડીરે.
મા શુક્રવારે સેવક પાયે લાગેરે;
કરેલાં પાપોની માફ સર્વે માગેરે.
મા શનીવારે સહુ સાથ કરજોડી કહેછે રે;
દુઃખો ટાળવા કાજ આંસુ ભરેછેરે.

---

## સ્તોત્ર ૧૮ મું.

### આરતી.

જય મા જય મા, જય અમ ભયહારી, હિતકારી, ઉપકારી;
જય શુભ ગુણધારી. જય મા જય મા, ૧
પરમ પૂજ્ય હે માત, મંગળ ગુણ ધારો.—(મા) ૨.
આશ્રય સાથ તમારો, દીન દાસ ઉદ્ધારો. જય મા જય મા. ૨
માત તણું સ્તવન, હૃદય વિષે ધરીએ—(મા) ૨
પ્રેમતણા કુસુમાક્ષત, મા ! અર્પણ કરીએ. જય મા જય મા. ૩
અસત્ક્રિયાથી માત મનવૃત્તી વાળો—(મા) ૨
સેવકજન જાણી મા, સ્નેહ થકી પાળો. જય મા જય મા. ૪
પાપ અને પરિતાપ, સર્વ તમે હરશો—(મા) ૨
મંગળ કાર્ય અમારાં, સકળ સફળ કરશો. જય મા જય મા. ૫
શાન્તિ શાન્તિ સર્વેશ, શાન્તિ સકળ રાખો—(મા) ૨
સંકટ વીધિ અમારાં, મા કાપી નાખો. જય મા જય મા. ૬

ક્ષમા કરો અપરાધ, મા ! જે જે કીધા—(મા) ૨
સુમાર્ગો માના મૂકી, કુમાર્ગો લીધા. જય મા જય મા. ૭
અતી ભાવથી માત ! તમ સેવા કરીએ—(મા) ૨
મંગળ સ્તોત્ર તમારાં, મુખ થકી ઉચ્ચરીએ. જય મા જય મા. ૮
સત્ય તમારો માત, આશ્રય છે અમને—(મા) ૨
મનની સહુ ઇચ્છાઓ, મા ! કહીએ તમને. જય મા જય મા. ૯
પરમકૃપાળુ માત, હાથ ગ્રહી તારો—(મા) ૨
અતી અજ્ઞાની અમને, નવ સુઝે આરો. જય મા જય મા. ૧૦
મંગળમય અમ માત, આરાધન કરીએ—(મા) ૨
આરતી ગાઇ તમારી. શિવ ચરણે ધરીએ. જય મા જય મા ૧૧
મંગળ આરતી ગાઇ, નમીએ સૌ હર્ષે—(મા) ૨
કરૂણા કરી મંગળદાયક, કર ધરશો શિષે. જય મા જય મા. ૧૨



## બોધવચન.

### રાગ ધનાશ્રી.

ભજોને હીમ્મચ માત, સજ્જન સૌ ભજોને હીમ્મચ માત;
ઇશ રાખે સૌની લાજ, સજ્જન સૌ ભજોને હીમ્મચ માત;
લાવી પ્રેમ મનમાં હર્ષ ધરીને, જાગો માને દ્વાર,
હળી મળી, પાય લાગો, માફ માગો, પાપ ત્યાગો,
ગાઓ ભવાની માત, તમોને થાશે તે પછી સહાય. ભજો
વીંધી દુઃખો, દેશે સુખો, માજી દીન દયાળ;
દમે દુષ્ટો, દમ કષ્ટો, કરે ભ્રષ્ટો, અને નષ્ટો,
ધરી તેઓને ધ્યાન કૃપાળી, વશ કરશે તે આજ. ભજોને
રહેશો જો સૌ ટેક ધરીને, થાશે સઘળું કાજ;
મળી બેગા, રાખી માઝા, કરો સભા, જુઓ મઝા,
જશે પછી દુઃખો સઘળાં ટળીને, કરશે માજી સહાય ભજોને.

